# ાન બહાદુર મણિભાઇ જશભાઈની નવસારીની પધરામણીનો મહિમા,

અથવા

વડોદરાના માજી દિવાન, દિવાન બહાદુર મણિભાઇ
જશભાઇ ૧૮૯૦ માં નવસારી કસબે પધાર્યા હતા
તે બનાવનું છંદ પ્રબંધમાં વર્ણન.



બનાવનાર,

**ખરશેદજી બમનજી ફરામરોજ.**

છપાવી પ્રગટ કરનાર,

**ડાહ્યાભાઇ દેવશંકર,**

તે નવસારી મલેશરની સ્વર્ગવાસી સર જમશેદજીવાળી
કન્યાશાળાના વડા શિક્ષક.

**મુંબઈ:**

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૫૨. સન ૧૮૯૬ ઇસ્વી.

**કીંમત આના બે.**




# દિ૦ બહાદુર મણિભાઇ જશભાઈની નવસારીની પધરામણીનો મહિમા,

અથવા

## વડોદરાના માજી દિવાન, દિવાન બહાદુર મણિભાઇ જશભાઇ ૧૮૯૦ માં નવસારી કસ્બે પધાર્યા હતા તે બનાવનું છંદ પ્રબંધમાં વર્ણન.



બનાવનાર,

**ખરશેદજી બમનજી ફરામરોજ.**



છપાવી પ્રગટ કરનાર.

**ડાહ્યાભાઇ દેવશંકર,**

તે નવસારી મલેશરની સ્વર્ગવાસી સર જમશેદજીવાળી
કન્યાશાળાના વડા શિક્ષક.



**મુંબઈ:**

“ગુજરાતી” પ્રિન્ટિગ પ્રેસ.



સંવત્ ૧૯૫૨. સન ૧૮૯૬ ઇસ્વી.

**કીંમત આના બે.**




# ઉપોદ્‌ઘાત.

શ્રી વડોદરા રાજ્યના માજી સુપ્રસિદ્ધ દિવાન, દિવાન બહાદુર મણિભાઇ જશભાઈ એઓએ ઇસ્વી ૧૮૯૦ નાં વર્ષે મુંબઈ તરફની પોતાની સવારીના પ્રસંગે, લોકેચ્છાનો સ્વીકાર કરી, આ નવસારી કસ્બો, જે ગાયકવાડી રાજ્યમાં મોટાં મહત્વને પામેલો છે, ત્યાં પોતાનાં શુભ દર્શન દેવા કૃપા કરી હતી. પોતાનાં રાજ્યના લોકપ્રિય મંત્રી લેખે, તેમ તેઓની પ્રતિષ્ટાની પીછાનને અંગે, નવસારીવાસીઓ આ માંગળીક મોલાકાતથી એટલા હર્ષિત થયા, કે તેમનો ભારે માન સન્માનથી હાવભાવપૂર્વક મોટો આદરસત્કાર કર્યો. અને એથીએ આગળ વધી ઘણાક સજ્જનોએ એમની પધરામણીનાં સ્મરણાર્થે આ શુભોચ્છવનું કાંઇક કવિતારૂપ વર્ણન રચવાની આવશ્યકતા દાખવી, નવસારી સરકારી શાળાના વડા શિક્ષક રા૦ રા૦ નરભેરામ મણિશંકરભાઈને તે બદલની અભીલાષા દર્શાવવાથી, તેમણે તે કામ માટે અમારા નગરવાસી શેઠ ખરશેદજી બમનજી ફ્રામરોજ, એમને આગ્રહ કર્યો. આ છેલ્લા ગ્રહસ્થ એ કામમાં નિપુણ હોઈને, લાંબા કાળથી આ કસ્બાનાં વિવિધ કેળવણી ખાતાંઓમાં મેલાવડા વગેરે માટે પ્રસંગોપાત ગાયનો આદી પદ્યો જોડવા તથા શિખાડવાને, વિના સ્વાર્થે સહાય થતા રહ્યા છે; તેમ રાજવંશીઓની પધરામણીના કિંવા એવા બીજા માંગલિક પ્રસંગાનુસાર કાવ્ય કાંતો સંગીત જોડી આપી ઉત્તેજન પણ દેતા રહેલા હોવાથી, સદરહુ કાર્ય જેમ તેઓની યથાશક્તિનું હતું, તેમ તેઓએ પોતાની સદાની નમ્રતાથી તે હાથ ધરી ઈચ્છાનુસાર સહી પણ કરી આપ્યું હતું. તથાપિ અદ્યાપિપર્યંત તે કોઈ ભણીથી છપાઈ પ્રસિદ્ધ થયલું ન હોવા કારણે, મેં તે પ્રગટ કરવાની આવશ્યકતા દીઠી છે, કે તેથી કર્તાનો શ્રમ જેમ સફળ થાય, તેમ જે લોકપ્રિય અધિકારી કાજ તે લખાઈ છે, તેમનું અત્રેવાસીઓમાં સ્મરણ કરાવવા સ્હાયભૂત પણ થઈ પડે.

ડાહ્યાભાઈ દેવશંકર,
પ્રગટ કર્ત્તા.

નવસારી, ફેબ્રુઆરી ૧૮૯૬.

# દિવાન બહાદુર મણિભાઈ જશભાઈની નવસારીની પધરામણીનો મહિમા

દોહરા.

ધન્ય જગા નવસારીની, ધન્ય દિવસ શૂભ આજ,
ધન્ય દિવાન પધરામણી, ધન્ય રાજ મહારાજ. ૧
જાગ્યું સુભાગ્ય અમતણું, દિવાનનાં દર્શન
લેવા પામ્યા ગામમાં, ફલ્યું આકર્ષણ. ૨
તારીખ ઓગણત્રીસમી, ડિસમ્બર શૂભ માસ,
ઈસ્વી અઢરાડસે નેવુંએ, થયો આનંદ ઉલ્હાસ. ૩
નામ રૂડું મણિભાઈ છે, જશભાઈના સુપુત્ર,
મણિ સમાન જે રાજ્યમાં, જશ જેને શીરછત્ર. ૪
વાત વદું વિશેષ શું?—છે સહુ જગ જાહેર,
સુર્યતણાં કિરણથકી, કોણ નથી માહેર? ૫
જામ્યા સ્ટેશનની ઉપર, આતૂર લોકના થોક,
સજ્જનથી ચિકાર થયા, પ્લાટફૉર્મ ને ચોક. ૬
મોટમોટિયારો ગામના, ઓદ્ધેદારો પણ,
દેશાઈ દસ્તુર દેશમૂખ, મિયા ને મહાજન. ૭
ધમધમતો ચીસ પાડતો, આવ્યો અગ્નીરથ,
માલ મણીરૂપ લેઈને, હર્ષે ઊછળી ઠઠ. ૮
રાજનીતિ પ્રમાણે કીધ, શૂભ આદર્સતૂકાર,
આશિષ દઈ વધાવિયા, પહેરાવી ગળે હાર. ૯
ઠાઠમાઠથી લાવિયા, છડી સવારી સાથ,
ફર્યો આનંદ રંગથી, નવસારીનો ઘાટ. ૧૦
રસ્તે ફલિયે બજારમાં, લોકની શી ધમાલ!
ઘરડાં અધોડ જુવાનિયાં, નર નારી ને બાળ. ૧૧
હર્ષ દેખાડી "હુરરે", દીલથી પોકારી ધૂમ,
સંકટ સહુનાં મનથી, જાણે થાયાં ગૂમ. ૧૨

ત વિધવિધ શાળાનાં, ગોઠવાઈ હાર કતાર,
દિવાનતણાં માનાર્થે, શોભાવતાં બજાર. ૧૩
મૂખ મલેશર આવતાં, રાજ્ય કન્યાશાળ,
છોડીએ વધાવિયા, ગાઈ ગરબી સહુતાલ. ૧૪

પદ.

"ગાની ગાની ગોવિંદ ગૂણ ઘેલા"—એ રાહ.

આવ્યા આવ્યા પ્રધાન ભલે આવ્યા,
આનંદ અમો કાજ લાવ્યા રે.—આવ્યા૦ ટેક૦
આપ દર્શનથી રિઝયાં દીલડાં,
માથે થઈ શિતળ છાયા રે.—આવ્યા૦ ૧
નામ રૂડું મણિભાઈ જશભાઈ,
ગુણિયલ ગંભીર ડાહ્યા રે.—આવ્યા૦ ૨
સુકૃત્યોથી રાજા પ્રજાએ,
આપતણે છે ચાહ્યા રે.—આવ્યા૦ ૩
દેજો ઉત્તેજન કન્યાશાળાને,
મક્કમ કરજો પાયા રે.—આવ્યા૦ ૪
કરગરી માગે ખુરશેદ એટલું,
રાખજો અમપર માયા રે.—આવ્યા૦ ૫

દોહરા.

કીધો પછી હસ્તકૃત દડો, ઉનનો સુંદર એક;
શાળાની સ્ત્રીશિક્ષકે, દીવાન શ્રીને ભેટ. ૧
થાણે આવી પહોંચિયા, લેતા એવાં માન;
સૂબા સાહેબ "અનંત"ના, થઈ રહ્યા મેહુમાન. ૨
સરકારી ગીત શાળાના, છોકરે ગાયાં ગીત;
તાલ સુરની સાથ અહીં, દિવાન રિઝવા ચિત્ત. ૩
કીધી સૂબા સાહેબે, પ્રીતે પરોણાગત;
જમી નિરાંતે કહાડિયો, બપોરનો વખત. ૪

## ચોપાઈ.

બપોર પછી જે થઈ હિલચાલ, સાંભળો તેનો ટુંક હેવાલ;
ભરી અખાડો ને કસરત, દાખવી પોલીસે તો ઝટ. ૧
દિવાન તેપર પ્રસન્ન થઇ, સામન કાજ રૂપૈયા દઈ;
દાખવ્યું આપ મોટું મન, આપ્યું તેમને ઉત્તેજન. ૨
ઊઠયા અહીંથી વાગા ત્રણ, મળ્યું હિંદુનું મહાજન;
ચૌટાં નાકે લક્ષ્મણ હૉલ, સણગારી તેને વિશાળ. ૩
દેઇ પાન સોપારી માન, રિઝવ્યા પ્યારા પ્રધાન;
પ્રજા યોગ્ય જે ફરજ, બજાવી વેળા સરજ. ૪
થયો જેવો નમતો પહોર, મોટે ફળિયે દોડાદોડ;
દસ્તુર દારાબજીને ઘેર, થઇ પધરામણી રૂડીપેર. ૫
લઇને ત્યાંથી તૂરાપાન, નિકળ્યા જેવા દિવાન;
હળમળી ખુરશેદ વાડી, ઠઠ મળી બહુ ત્યાં ઘાડી. ૬
ઈનામો દેવાને કાજ, આવ્યા આપણા મંત્રી રાજ;
બેઠા ખુર્સી થઈ પ્રમુખ, તારા વચ્ચે ચંદ્રરૂપ. ૭
હાઈસ્કૂલ ને ટાટા સ્કૂલ, ભેળી થઈ લઈ છૈયાં કુલ;
સેંકડો છોકરા થઇને સજજ, બેઠા સન્મુખ એ કારજ. ૮
શોભે શી લીલી ઓરણ! આશો પાલવનાં તોરણ;
બારી બારણે લટકે ફૂલ, નહીં કશી સણગારમાં ભૂલ. ૯
વંચાયા બેઉ સ્કૂલ હેવાલ, તાળી વચ્ચે થાયા બહાલ;
ચાલ્યાં "રેસીટેશન" સાર, વળી ગાયનતણો લલકાર. ૧૦
વળતી ઈનામ દિવાન હાથ,ત્યાં અપાયાં રૂડી ભાંત;
હસ્તે મુખડે હેતે દેય, આતૂર મૂખો પ્રીતે લેય. ૧૧
દિવાનજીનાં માનને કાજ, ટાટાનાં વહુ બાઈ નવાજ
તરફથી સભા સમીપ, જાહેર થઈ એક સ્કૉલરશીપ. ૧૨
રૂપિયા બેની ને એક વર્ષ, સાંભળીને વ્યાપ્યો બહુ હર્ષ;
આનંદ પામ્યા દિવાન પણ, રહેશે અહીં તેમનું સ્મરણ. ૧૩

એ પછી દિવાન, ભાષણ એક કીધું લંબાણ;
ગુણ શ્રોતાજન હજૂર, અતિ રસીલું અર્થે પૂર. ૧૪
દાખવ્યા વિગતે સાફ, કેળવણીના મોટા લાભ;
એ પ્રત્યે મહારાજાની, રાજનીતિ બહુ વખાણી: ૧૫
મહારાજા ઇચ્છાનુસાર, ઉઘડી શાળા ઠારેઠાર;
સેંકડોથી ગણાય સંખ્યા, બાળ હજારો લે વિદ્યા; ૧૬
સહુ દાન મધ્યે મહાદાન, એવું જે છે વિદ્યા દાન,
મહારાજાએ કીધ સસ્તું, વધુ હજુ થાશે-અસ્તુ! ૧૭
સાંભળી એવાં શૂભ વચન, થઇ સમાજ એ વિસર્જન;
ફૂલ દડા ને બીડાં લઇ, ગામમાં ચર્ચા ચાલી રહી. ૧૮
દિવસ વીતી આવી રાત, થઇ બીજી સભા રળિયાત;
મેળવ્યા બ્રહ્મણ વિદ્વાન, રિઝવ્યા દઇ દક્ષણા દાન. ૧૯

## રોળા વૃત.

વિતી રાત તત્કાળ, સુખી પરોઢિયું ફાટું,
મણિ ઓચ્છવનાં ગીત, સૂર્ય કિરણથી ગાતું. ૧
દિવાળી દિવસ પેર, ધામધૂમ રહી ચાલી;
ચૌટે ચૌટે હાટ, પ્રસરી રહી ખુશાલી. ૨
સરણાઈ ઢોલના નાદ, વધાઈ દેતા ઉઠયા;
સિપાઈ સવાર ચોબદાર, સલામી દેતા છુટયા. ૩
કીધું દિવાને કામ, બીજું એક પૂન્યશાળી;
પ્રશંસા તેતણી, ગામમાં વિશેષ ચાલી. ૪
અશક્ત અભાગ્યાં લોક, આંધળાં તેમજ લુલાં;
કરી એકઠાં તેહ, દીધાં કંઇ દાન અમૂલાં. ૫
કોઇને તો રોકડ, કોઇને વસ્ત્ર દીધાં;
કરી ધર્મ એ મોટ, માન ને આશિષ લીધાં. ૬
પધારિયા દિવાન, તે પછી મોટે ફળિયે;
આનંદ રંગ સુહાય, ગામમાં મોહલે ગલીએ. ૭

દેશાઇ ને ગારડા ઘેર, એમની ચઢી સવારી;
રાજ રીતથી લીધી, બેઉ ઘર "પાન સોપારી." ૮
પછી પધાર્યા ઝટ, પાધરા સ્હોરાબ બાગે;
મળેલ મેલાવડો મહાન, જે જાણીતી જાગે. ૯
દેશાઈ શાળાતણા, છોકરાઓને ઈનામ
દેવા કાજ મણિશ્રી, આવી ચઢયા એ ઠામ. ૧૦
રંગ રચનામાં અહીં, કશી મણા હતી નહીં;
પ્રધાનતણાં માન યોગ્ય, શોભા સર્વ હતી સહી. ૧૧
ટુંકમાં પતાવ્યું કામ, ઉતાવળ કાજ તથાપી;
આ મેલાવડે ગમત, જરા નહીં ઓછી આપી. ૧૨
બાળક છોકરે કીધ, છટાથી સુરસ ભાષણ;
જોઇ ચાલાકી હામ, થયું તાળીનું ગર્જન. ૧૩
થયા દિવાન આ જોઈ, દીલથી એટલા હર્ષિત;
તેડી તેમને પાસ, ઠોકી "વાહ" કહી પીઠ. ૧૪
પંડે તેમનાં નામ, યાદીમાં નોંધી રાખ્યાં;
પાછળથી ઘડિયાલ, ત્રણ અહીં મોકલી આપ્યાં. ૧૫
વંચાયો રીપોર્ટ, ને થાયાં સુભાષણ;
ઇનામો દીધા બાદ, બોલિયા મુખથી દિવાન. ૧૬
કોમળ છોકરે મળી, કોમળ સાદે ગાયાં;
ગીતો પ્રસંગી અનેક, સજન મન રંજન થાયાં. ૧૭
આનંદી કેવો એ, હતો કેળવણી મહિમા;
તેમાંનું એક ગીત, દાખવશે તેની સીમા. ૧૮

### સિંધ ભૈરવી—ગત.

સુખવાસી મોજી દીન આ છે,
કડકડતી થંડી શી નાચે,
નવ સાલનો ડંકો ક્યા બાજે,
ચોગર્દમ ખુશાલી ગાજે.—સુખ૦ ટેક.

વિદ્યાનાં ઉત્તેજન કાજે,
મેળાવડો મળ્યો છે આજે,
સજ્જન સહુ બિરાજ્યા હ્યાં છે,
મૂખડાં જોઈ જીવડા અમ રાચે,
આનંદ નહી સમાય દીલ ખાંચે,
ભાગ્ય અમ જાગ્યાં છે સાચે.—સુખ૦ ૧

મંજુર થઈ રબને દરવાજે,
ઉછળતી આશા દીલમાં જે,
છૂટ્ટીનો લહાવો લઇ નાજે,
ગમતથી કરિયે દીલ તાજે,
જગકર્ત્તા ભય ને ભીડ ભાંજે,
ખુરશેદની ખાસ એ દુવા છે.—સુખ૦ ૨

પાયાકુલક છંદ.

ઓટ હવે અહીંઆથી થાઈ,
ભરતી થાણા પાસ ભરાઈ,
કોર્ટ પાછળના મોટા ચોકે,
થયો સમુદ્ર માનવી ડોકે. ૧

જડ્જ "કોઠારે" અહીંના મોટા,
તેમને ઘેરે ફૂલપાન લેતા,
આવ્યા દિવાનજી આ ઠામે,
આનંદદાયક બીજાં કામે. ૨

કસ્બાની વિધવિધ નિશાળો,
તે સર્વેમાં શીખતાં બાળો,
એકઠાં મળ્યાં આ જગાએ,
પચરંગી પોશાક સુહાએ. ૩

સજ્જનોનો સંગ્રહ મોટો,
તમાશગીરોનો નહીં કંઈ ટોટો,
જાણે મળ્યો જગનો મેળો,
આશા ઉમંગ આનંદ ભેળો. ૪
મણિ શ્રી મંગળ મૂર્ત્તિરૂપે,
કેવા અહીં મૂખડાપર શોભે !
નિહાળે તેમને સહુના ડોળા,
સૂર્યભણી જેમ ગૃહના ગોળા. ૫
મનગમતી જમાડી મીઠાઈ,
આપ્યું ઉત્તેજન સવાઈ,
કીધાં મીઠાં બાળનાં મોડાં,
રિઝયાં પ્રીતે નિર્દોષ છોડાં. ૬
ગાયાં સુગીતો બાળકીએ,
વાધ્યો ઉત્સાહ સઉને હૈયે,
તેમાંનું એક મહારાજાનું,
આપવું અહીં અવશ્ય માનું. ૭

ગરબી.

સજનારા રે–રાજપતિને બચાવો,
રૂડું રાજ અમર એ તપાવો. ટેક.
ગુણી સયાજીરાવ મહારાજ છે,
સીર છત્ર નેક સીરતાજ છે,
દીલે લોક કલિયાણની દાઝ છે,
કૃપાળુ રે–પ્રેમે તમે તેને ચાહો. રૂડું૦ ૧
રૈયત રમે છે આનંદમાં,
શિતળ વૃક્ષની ચંડમાં,
ગુણો ગવાય છે ચોખંડમાં,
જયકારી દેઈ–કીર્ત્તિ અધિક દિપાવો. રૂડું૦ ૨

`કે વિદ્યાની ખૂબ ખેતી,
કીધી નહેર ન્યાયની વહેતી,
ખોળી કળા કુશળની પેટી,
શૂભ ઈચ્છા ને—આશ તેની બરલાવો. રૂડું૦ ૩
કીધી સોનેરી ગાયકવાડી,
બની જગા ઉજડ ત્યાં વાડી,
ચાતૂર થઇ ગુજરાત ગાંડી,
ઘર વાડી તે—પ્રેમે ફળતી બનાવો. રૂડું૦ ૪
નવાં નવીન ઉઘડયાં ખાતાં,
વિધવિધ જોડાયાં નાતાં;
વધી પડયાં સોદા ને સાટાં,
હોય બાકી તે—પૂર્ણ કરો નેવસાવો. રૂડું૦ ૫
તેની વૃધ્ધિ ને ચઢતી ચાહિયે,
તેજ દર્શનપર વારી જાઇએ;
વફાદાર સદા તેને રહીએ,
લોકવાળીને—અણદીઠ ઈનામે વધાવો. રૂડું૦ ૬

દોહરા.

મિજલસ પાન સોપારીની, વહીવટદારે કીધ;
બાકી રહેલું માન તે, દિવાને અહીં લીધ. ૧
આશિષ સહુના લેઈને, કરી રૂડાં એ કામ;
દસ ટક્કોરે છોડિયું, આ નવસારી ઠામ. ૨
સ્ટેશનપર સિધારિયા, સાથે સહુ સજ્જન;
ગયા ઠેઠ વળાવવા, શોકે જળિયાં મન. ૩
આવી ટ્રેન ઉત્તરથી, લઇ ચાલી દિવાન;
મોટાં મુંબઇ શહેરભણી, સયાજી મળવા જાણ. ૪
ગાએ એમની વિદાયની, આ લખનાર સલામ;
આશિષ સાથે પ્રીતથી, જય મણી જશ નામ! ૫

## ઇંગ્રેજી રાહનું ગીત.

સલામ અમારી લઇ વિદાય થાઓ સાહેબજી,
દુઆની ભેટો લઇને સાથે જાઓ સાહેબજી,
ફળો રૂડી ઈચ્છાનાં ખૂબ ખાઓ સાહેબજી,
ને ચાહ્યાં છો તેમજ વળી પણ ચાહો સાહેબજી:
તસદી લઇને તમ સજ્જન
આપ્યું અમને ઉત્તેજન
ખુદાથી બદલો તેનો શૂભ પાઓ સાહેબજી:
તેનીજ રહેમથી મળ્યા હાલ
પાછા મળજો ફરી ખુશાલ
ગીતો ખુરશેદી ફેમીલી સાથ ગાઓ સાહેબજી.

### દોહરા.

નથી કીધું કોઇ કાળે મેં, છંદ પ્રબંધનું કામ;
તુંજ કૃપાથી આજ કીધું, નમન તને હે રામ! ૧
ઘોડો અસ્વારીતણો, ઘસડે જો સિગરામ;
શી નવાઇ આ વાતમાં, ઠોકરાય તે કો ઠામ! ૨

